# દંપતિ વેદના.

ચી પ્રસિદ્ધ કરનાર,

વિ. વલ્લભદા

પી સિહોર.

રે.

પીતા શત્રુ બની, લક્ષ્મિ લેવા ચ્હાય;
વૃદ્ધાને દે બાળકી, જો અંતે શું થાય.



અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઈ[illegible] પ્રિન્ટીંગ અને
જનરલ એજન્ટ કું૦ ([illegible]

# વૃદ્ધપતિ વેદના.

રચી પ્રસિદ્ધ કરનાર,

અમૃતલાલ વિ. વલ્લભદાસ ગાંધી
રહેવાસી સિહોર.

दोहरो.

मात पीता शत्रु बनी, ल
वृद्धाने दे बाळकी. 

सर्व

૨૪૩૮ ૨૪૩૮

# વૃદ્ધપતિ વેદના.

---

## ॥मंगलाचरण॥

માલિની છંદ.

અભરણ ભરનારા, હે ! વિભૂ વિશ્વત્રાતા,
અતળિઅળ પ્રભૂ તું, પ્રાણીને પ્રાણદાતા;
હરિ દુઃખ હરનારા; જીવને મુક્તિદા તું,
સમરૂં શિશ નમાવી, ગ્રંથ આરંભતાં હું.

## ॥ग्रंथारंभ॥

ચતુરપ્રભા એ નામની કોઇ શ્રીમંત શેઠાણી ( અષાડ માસમાં.) દિવાસાના આનંદી તહેવારને દહાડે રૂપવંતી નામની સહિયરને હલકાં વસ્ત્રો પેહેરી પોતાના રંગમહોલમાં આવેલી જોઇ તેના પ્રત્યે કહેછેઃ—-

કુંડળિયા છંદ.

આજ દિવસ ઉછરંગનો, આનંદી* તહેવાર;

---

*તહેવાર,

જા ઝટ એની ઘર ભણી, આવ સજી શાણગાર.
આવ સજી શાણગાર, વાર નૈં કરતાં વ્હેલી;
જઇએ દરશાન કાજ, આવતો તું અલબેલી.
પેંશા પટ બદલાવ, અંગ તુજ ઉલટું લાજે;
સુંદર સજી શાણગાર, આવ અલબેલી આજે.

રૂપવંતી—

શાણગારો મુજને સખી, લાગેછે અંગાર;
સજતાં સુજ પડે નહીં, અંગે ઉપને ખાર.
અંગે ઉપને ખાર, હાર હૈયાના દેખી;
લાગેછે દિલ લાહ્ય, અતી પટ સુંદર પેખી.
બાળે વચેતી બે'ન વળી આવી ત્હેવારો;
છૌં નિરભાગણ નાર, સજું શું હું શાણગારો.

ચતુરપ્રભા—

શાથી શાણગારો સખી, લાગે છે અંગાર;
બાળે શું અલબેલડી, તુજને કે' ત્હેવાર.
તુજને કે' ત્હેવાર, કેમ નહિ લાગે સારા;
ચંદ્રવદનિ હે ! નાર, ભાગ્ય શું ભુંડાં તારાં.
કે' અંતરની આજ, શરમ છોડી મારાથી;
લાગે છે અંગાર, સખી શાણગારો શાથી.

રૂપવંતી— દોહરા.

સહિયર શું તુજને કહું, કથા કરી આવાર;
દુઃખમાં દેખી દાઝીએ, સુખના સૌ' શણગાર.
લા' લાગી રૂદિયા વિશે, દાઝું છો દિન રાત;
શું સજવા શણગાર કે', તનમાં સળગે તાપ.
અંતર અદકી આપદા, હું નિરભાગણ નાર;
શું દુઃખ મારૂં દોહલુ, તુજને કહું આવાર.
દુઃખ મારા દિલમાં ભર્યું, સુખ ગયું સંતાઇ;
કુંજધામ મુજ કાયપર, કષ્ટે કરી ચડાઇ.
પડી કષ્ટના કોટમાં, પીડે પીડ અપાર;
દીવસો કાઢું દોહલા, કડવો છે સંસાર.
કુંજધામ મુજ શરિરમાં, કષ્ટે કર્યો નિવાસ;
આગ મૂકે અંતર રહી, દાઝું છો ચોપાસ.
કાયા બાળી કોમળી, કષ્ટ કરે હેરાન;
કુંજધામ મુજ શરિરને, કીધું બાળી રાન.

મનહર છંદ

કુંજધામમાં મુકામ કીધું છે કબાડી કષ્ટે,
...ચા બાળેછે લીલી, કાઢચે કોરે જાયના;

લતામાં લગાડી આગ, બાળીને બનાવ્યું રાન,
કુંજધામમાં મુકામ કષ્ટનું સે'વાયના;
દિનરાત દહન તે સહન નથાય સખી,
બાગ લીલો જાણી બળી શાન્તી મુને થાયના,
પીડ પીડે પેટ તણી પોકારવી પાસ કોની,
આગ લાગી અંતરમાં આપદા ઓલાયના.

અરે બહેન! આ મારી કાયારૂપ લીલી લતાના સુંદર મંડપમાં દુઃખરૂપ કબાડીનો વાસ થવાથી મારૂં તેજ તત્વ તમામ બળી ગયું, અને અંતરની આપદાના સતેત તાપથી મારૂં શરિર સુકાઈ ગયું.

અતુરપ્રભા— 'શિખરિણી છંદ.

અરે બેની મારી, અતુળ પિડ શું એ તુજતણી,
કહે ને તું પ્યારી, ગુપત પિડ શું છે દિલધણી;
કહેતાં તું આલી, અટકી અલબેલી નવ રહે,
મને સાચે સાચી, દિલની, સખી મારા સમ કહે.

વહાલી બહેન! તારી કાયા રૂપ સુંદર લતાગૃહને બાળીને બેહાલ કરે એવું તને અંતરનું દુઃખ શું છે? તેનાથી 'ને જાણીતી કર.

૨૪૩૯



રૂપવંતી— દોહરા.

અસઅેસી અંતર તણી, કથતાં નહીં કથાય;
આપત કુપ ઉલેચતાં, કંપે મારી કાય.
અંતરની તુજ આગળે, શું કહું કે' આવાર;
દુખિયારી હું દિલવિશે, બુઢ્ઢા વરની નાર.
વર્ષ થયાં પંન્નચાવના, પિયુને વળતી કાલ;
ડાઢા દાંત પડી ગયા, દીસેછે બેહાલ.
ચાલે લૈને લાકડી, કંથ સુંઘતો ભોંય;
ડગમગ તે ડગલાં ભરે, ડાઢી ડગતી હોય.
સૂકું ટટળે ચર્મને, કાળા મટીયા કેશ;
હું જુવતી જોબન ભરી, ખિલતી બાળવેશ.
વર્ષ મને પંદર થયાં, વર બુઢ્ઢો [1]વિકાળ;
ખોં ખોં કરતું ખોડચું, દેખી પ્રગટે ઝાળ.
કર્ણ ફુટેલા કંથના, આંખે થયોછે અંધ;
ભારે રે' ભડકામણો, એ'ની મારો કંથ.
આબેહુબ છે ઇંધણું, ન મળે કંઈ ફેરફાર;
ઠુંઠું રૈ' ઠાલી નડે, ભમરાળો ભરથાર.
વિપત વદું શું એહની, જાએ મારો *બ્હાર;

---

૧ વિકાળ=ભયંકર, બીહામણો. * બહારે=પુત્રાનીમાં કામના જોસ્સાની મજા.

સહિયર શું તુજને કહું, વૃથા થયો સંસાર.

**ઇંદ્રવિજય છંદ.**

રે' સખિ શું દુ:ખદાયક તે કહું,
વાત બુઢા વરની સુણ તું તો
કુંદન નાર હું નાથ બુઢો મુજ,
એથી પિડાઉં અતિ મન હું તો;
કેશ બુઢા વર કંટકની[1] સમ,
સાથ પલંગ ગમે નવ સુનો;
આંખ ચડાવી જુવે [2]ચશમાં વર,
એની મરૂં બળી દેખિજ હું તો.
દાંત પડી થયું ડાચું કપી[3]સમ,
ગાલ ગળી મુખમાં ઉતરેલા:
શકિત હિણા દિનરાત રહે સુઇ,
અંગ તણા [4]અવયો અટકેલાં.
દાઝિ મરૂં પતિ દેખી ઘણી દિલ,
છે દુ:ખના સખિ રેલમરેલા;
શું રસ ભોગવું સાથ હું તેહની,

---

૧ કંટકની=કાંટાની. ૨ ચસ્મા. ૩ કપિ=વાંદરો. ૪ અવયવો.

મેં સખિ પાપ અમાપ કરેલાં.

બ્હેન, મેં પેલે જન્મ અસંખ્ય પાપો કીધાં હશે ! જેથી આ જન્મારે હું બુઢા પતિની પત્નિ થઈ, અને મારૂં જીવતર વૃથા થયું. અરે સખી ! એ બુઢા પતિનું દુઃખ મને ભિતરમાં ભડકા કરનારૂં છે, એ વિષે હું મારી લાંબી કર્મ કથની શું કહું !!!

અહો ઇશ્વર ! મને આવો બુઢ્ઢો પતિ આપવો હતો ત્યારે મારો સુંદર ચળકાટ અને કામના જોસ્સા વાળી કાયા શું કરવાને આપી ? મારૂં લલાટપત્ર લખતાં વિધિએ શો' નિસ્સો[૫] કીધો હશે કે, હું વિદ્યામાં કેળવાએલી સ્ત્રી કામશાસ્ત્ર વાંચી રૂતુ રૂતુના સંસાર સુખને જાણનારી સુઘડ[૬] સુંદરી; અને વિવિધ રસ રમવાને રસિક તરૂણી, એને કેવું કજોડું મેળવ્યું કે, જે જોઇ હુ વારંવાર સળગી મરૂંછું.

અરે બ્હેન ! હું મારા જોબનના જોસ્સામાં બળી મરૂંછુંઃ—

૫ નિસ્સો=કેફ. ૬ સુઘડ એટલા માટેકે, વિરહ વેદનાથી ઘણીજ પીડીત છેતે વૃત ભંગ ન કરે એવી નીતિમાન.

## શિખરિણી છંદ.

સખી આએ મારૂં, વય પુરિ થએ જોબન અરે,
યુવાની ખીલીછે, કળિ કમળનીને સમ ખરે;
પતિ તો છે બુઢ્ઢો, રસ રતિતણો તો વહિ જયે,
સખી કેને કોને, પિડજ અતિ આતે જઇ કયે.
પતીને ના શુદ્ધિ, શરિર નિજનીએ પણ રહી,
દિસે ખોખું ખાલી, રૂધિર તનમાંથી ગયું વહી;
ગઈ શક્તિ તેની, અતિ દુબળી કાયા થઇ રહી,
કરૂં શું હું એને, સહિયર *સુમધ્યા બની કળી.
ખિલી વાડી હુંતો, પરમ સુખ છાંયા ધરિ કરી,
ઘણી રે' છાં ફાલી, ચિતળવરણીને સુખ ભરી;
સુગંધી દોં સારી, સુખનિધિ બની છાં અતિ ખરે,
પરંતુ ના માળી, ચતુર મુજ કોઈ શિરપરે.
તરૂ તેથી મારાં, ચિમળિ ચિમળિને બળી મરે,
ન ચુંટે કો ફૂલો, સુકિ અતિ સુગંધી ખરિ પડે;
મળ્યો માળી માંદો, નિકર ફળ રૂડાં બહુ થતે,

---

*સુમધ્યા=પ્રીતિ વિલાસમાં અને રતિ વિલાસમાં પૂરૂં સમજી સુખ પામી પમાડનાર તે (પ્રગલ્ભા.)

મુવો માળી તેવો, જિવતું મડું છે તે નવ છતે.

ચતુરપ્રભા. સોરઠા.

અરરર વ્હાલી બ્હેન, ખબર નહીં આવી મને;
પડે ન મુજને ચેન, દુખિયારી દીઠી તને.
મોહે મોટા ભુપ, દેખી તુજને માનની;
એવું તારૂં રૂપ, દૈ બુઢ્ઢાને રોળિયું.
કુંદન ભભકાદાર, કથિર સંગ સોહે નહીં;
એમ બુઢ્ઢો ભરથાર, તુજને તો જો'ચે નહીં.
જોઇને પ્રગટે ઝેર, બુઢ્ઢા સાથે બાળકી;
કોણે કીધો કેર, આવો આ અલબેલડી.
તારાં માને તાત, કેવાં કઠણ હ્રદય તણાં;
કરતાં આ ઉત્પાત, નજરે કૈં નિરખ્યું નહીં.
બુઢ્ઢા વરની સાથ, તાતે કેમ આપી તને;
દીપક લેને હાથ, કાં પડિયા તે કૂપમાં.

વહાલી બ્હેન ! તને આવા પતિને આપતાં તારા પિતાએ કંઇ વિચાર કર્યો હશે કે, નહીંજ ? કે મડદા સંગ મીંઢોળ બાંધ્યો.

રૂપવંતી સોરઠો.

જુલમ કર્યો થૈ જાણ, શું હું તે તુજને કહું.

તાતે વાળ્યો ઘાણ, લોભ કરી લક્ષ્મિ તણા.

અરે બ્હેન! મારા પિતાએ લક્ષ્મિનો લોભ કરી શત્રુતાઈ ખેડેલી છે એ વિષે હું શું કહું.

હાલના ચાલતા જમાનામાં કન્યા વિક્રયનો વેપાર પ્યારો થઇ પડેલોછે; અને એથી આવાં પરિણામો નીપજે છે. મારા પિતાએ દેખાદેખીથી પુત્રીવિત્ત લેવાની ઇચ્છા કરી મને આગમાં હોમવાને આનંદભેર ઉછેરી મોટી કરી, અને પિતા વરની તજવીજમાં પડયા; તજવીજ કરતાં યોગ્ય વર અને પૈસા એ બન્ને મળે નહીં, અને દેખાદેખીથી મ્હારા પિતાને પૈસા લેવાની અસર પુરેપુરી થએલી એથી આ મને પેલા જન્મનો પતિરૂપ શત્રુ શોધી આપ્યો. આવા પતિને આપતાં મ્હારા સગાસ્નેહિયોએ ના કહી, પરંતુ શત્રુ પિતા પૈસાનો લોભ કરી શત્રુતાઇ ખેડવાને સજ બન્યો, અને આ મને પંચાવન વર્ષનું ઘરડું ખોખું શોધી આપ્યું એની અતિ પિડા અથથી ઇતિ સુધી કહી શક્તિ નથી.

## ગરબી.

(ભાયો જેની ભાર્યા ભૂંડીરે, તેને પિડા અંતર ઉંડી—એ રાહ)

અરે ભારે દુઃખમાં ભારીરે', વહુ શું વેદના મારી—ટેક
પાપી પીતાએ તો ઘાયલ કીધી, જુલમ કરીને જરૂર;
પોતા તણી પીડા ટળવાને કાજે, મેલી દયાને દુર,—અરે૦
મોટી આશા ધરી મુજને ઉછેરી, વર્ષ થયાં દશ બાર;
એટલે તાત તો તૈયાર *બનિયા, શોધવાને ભરથાર.—અરે૦
જોત્યો ગમાર બેની વર બુઢ્ઢો, [1]ત્રીજી વખત વરનાર;
ચોપન વર્ષ હતાં તે પીયુને, તાતે ન કરિયો વિચાર—અરે૦
લક્ષ્મિના લોભથી મુજને વરાવી, જોઇ બુઢો ભરથાર;
રાણી સિક્કાના તો લીધા રૂપૈયા, તાતે હજાર બેચાર—અરે૦
કૂર બનીને કૃપાને વીસારી, તાતે ભાંગી નિજ ભૂખ;
પુત્રીના સુખની સામું ન જોયું, દળિયું પોતાનું દુઃખ—અરે૦
તાતે તવંગર બનવાને કાજે, આપી બૂઢ્ઢાને હું બાળ;
વળતી વિવાહનો આદર કીધો, લગન લીધા તતકાળ—અરે૦
પાપી પિતાએ તો લગન ઠરાવ્યાં શુભ ચોઘડીયા માંય;
જાન લૈને પતિ ×પુરમાં આવ્યો, સાંભળી કંપી કાય—અરે૦
પૂરમાં તો હાહાકારજ ચાલ્યો, બાળકી બૂઢ્ઢાની સાથ;
એ સમયે અતી હું તો વિચારૂં, કેવો હશે મુજ નાથ—અરે૦

* બન્યા. 1 ત્રીજવર. × પૂરમાં=શહેરમાં.

ત્યાંતો આવી પતિ માંડવે ઉભો, હુંટિયા સરખો જણાય;
ઘુંઘટડામાંથી નીરખતાં તેને +મુરછા આવી ત્યાંય—અરે૦
એ સમયે આવી માતે ઉઠાડી, એની પકડી મારી બાંય;
કંથરૂપી મને વાગી કટારી, પીડે ઘણી પિંડમાંય—અરે૦
શોક સમુદ્રમાં ડૂબી પડી હું, પરણી એવા પતિ સાથ;
હું અબળાનું કાંઇ ન ચાલ્યું, તર્ત ધર્યો મેં હાથ—અરે૦
વળતે દીને જાન કીધી વીદાયે, મેલી ચાલી માત તાત;
સાસરે આવી ઉભી પછિ એની, નજરે નિહાળ્યો નાથ—અરે૦
પિયુ પેખી ઝાળ પ્રગટી હુતાસન, સરરર દાઝ્યો દેહ;
સરિતાની તુલ્યેરે આંસુડાં ચાલ્યાં, વરસે ધારા જેમ મેહ—અરે૦
ઝેર હળાહળ ઝાળ વ્યાપી મને, જોઈ બુઢ્ઢા રૂપ બાણ;
અરરર ઓ પ્રભુ આ શું બનાવ્યું, દુઃખથી વાળ્યો ઘાણ—અરે૦

સોરઠો.

આવી પિયુને ઘેર, પરણી છોડયું પિયરને;
પછી બની જે પેર, સહિયર તે તુજને કહું.

એ પ્રમાણે મારા પિતાએ મને બૂઢ્ઢા પતિને આપી, ને હું દુખિયારી સ્ત્રી પરણી સાસરે આવી; ને આવતાંને

---

+ મુર્છા.

વાર પહેલીજ રાત્રિએ જે શોક ઉત્પન થયો તેનો હું સહે-
જસાજ હેવાલ બતાવુંછું એથી તું મારી દુર્દશા જાણી લેજે.

ગરબી.

(ઓધવજી સંદેસો કહેજો શ્યામને—એ રાહ.)

" સાંભળ સખી દુઃખ દરિયા રેલ્યા રે' અતી; "—ટેક
" પ્રગટી દેખી કંથ મને બહુ ઝાળજો, "
" હુતાસન ચાલીરે, અંગ અતિ મને; "
" બુટ્ટા સાથે કુંદન પડી હું બાળ જો. "— સાંભળ૰
"સૂતાં ચડીને માળ અમે બન્ને જણા; "
" જોઇ જોઇ પિયુને પ્રગટે મુજને ઝેર જો, "
"અરધી ગઈ રજની રે, મારી શોકમાં; "
" અરરર કાળો કીધા તાતે કેર જો. " —સાંભળ૰.
" અધવચ રેન જતાં રે, મારી શોકમાં; "
" લાગી સમજાણ લેવા ચિતની સાથ જો. "
" ભલે ભૂંડો રૂડો પણ પતિ એ *માહરો; "
" સમજી એવું બોલી પિયુની સાથ જો. " —સાંભળ૰
" ઉઠોરે, અલબેલા મુજને રીઝવો; "

*મારો.

" બોલો બેશી મારી સાથે વાત જો"
" કેમ રહોછો પોઢી આપ પલંગમાં; "
" નીરખો મુજને હેત ધરીને નાથજો." —સાંભળ૦
" ત્યારે તે બડાબડતા પિયુજી બોલિયા; "
" બેશી થાક્યો છૌં હું દિવસે થોકજો, "
" માટે આજે આલી રેને વેગળી; "
" *થ્યોછું સુસ્તિમાં થાકીને લોથજો. " —સાંભળ૦
" એવુ શુણી સખી હું દુ:ખમાં સંચરી; "
" ફડડડ કરતી લાગી પેટે ફાળ જો, "
" અરરર આ મડદાથી શું સુખ માણવું. "
" એવુ કહીને કૂટી પડી કપાળ જો " —સાંભળ૦
" ધૂમ થઇ હું શોક તણા સંતાપમાં; "
" સૂતાં કે' બેઠાં નવ ગોઠે હાય જો, "
" વારે વારે જોઊં હું બુઢ્ઢા નાથને; "
" મદન પીડા એ મમતા એ નવ માય જો. " —સાંભળ૦
" તેથી પાછા પિયુને મેં બોલાવિયા; "
" હ્યો પ્યારા હું ચાંપું આપ શરિર જો, "

* થપોધ્ધું.

" સુખથી પોઢો પ્યારા આપ પલંગમાં;"
" ચંપી કરૂં હું રાખી મનમાં ધીર જો. "—સાંભળ૦
" પિયુ પગ ચંપી કરવા લીધો હાથમાં ;"
" ત્યાં તો લુખસ, રૂવાં પળીના થોક જો,"
" ખોખોં કરતો પોઢયો આપ પલંગમાં;"
" નાખે બડખા ભારે ક્ષયનો રોગ જો." —સાંભળ૦
" નિંદ્રાવશ જ્યારે પુરા થયા નાથજી;"
" જોયું મેં દીવો લઇ ત્યારે તનજો,"
" પળી રૂવાંનો ન મળે ત્યાં કંઇ પારરે!;"
" દેખીને દુભાયું મારૂં મન જો." —સાંભળ
" શોકાતુર થઇ સૂતી સાથે એહની;"
" ત્યાં તો ઘસ ઘસ ઘોરે મારા નાથ જો,"
" નાખોરાં બોલે રે, હદ જાદે વળી;"
" લાળો ચાલી વળજે ચાદર સાથજો," —સાંભળ૦
" ચાલી નિક ચાદર પર એની લાળની;"
" આવે એથી આલી +બૈ દુરવાસ જો,"
" ઉભાતો એથી નહીં ત્યાં રે'વાયરે;"
" મ્હે કે+ ગંધ નઠારી તેની પાસ જો." —સાંભળ૦

---

+ બહુ. + મહેકે.

" એ દુઃખ દાખે પાર કદી પામું નહીં, "
" વિગતે કહું હું તેનો શું વિસ્તાર જો, "
" નિશદિન આવું ચાલે છે સખી માહરે; "
" ઓડા રૂપ આ આલી છે ભરથાર જો. "—સાંભળ૦
" આ દુઃખથી બેની મારે મરવું ભલું; "
" કીધો છે આ તાતે કાળો કોપ જો, "
" મદન પિડાનો માર નહીં સંખાયરે; "
" કામાગ્નિનું દુખ છે થોકે થોક જો. " —સાંભળ૦
" જોઉં નવા નવરંગી જ્યારે સાજનો; "
" ત્યારે બેની બની પડું બેભાન જો, "
" મસ જાગે છે મદન મને એવે સમે; "
(પણ) " થઇ નીતી વશ સમરૂં હું શ્રીરામ જો.—સાંભળ૦
" બુઢ્ઢાની પીડા તે નહીં સંખાયરે; "
" રસની ભુખી છૌં હું +દાડો રાત જો, "
" ચિત્ત દોડે છે કરવા કુડાં કામને, "
" પાછુ ડરી રહું છું લાજે માને તાત જો. " —સાંભળ૦
" માટે જાચું જગજીવન હું પ્રેમથી; "

+દહાડો.

" આપે મારગ઼ં મુજને અવની માત જો, "
" તો ઉતરૂં અંદર હું તારી આ સમે, "
" પ્રાણ તણો ઝટ લેવા દોરું ત્રાગજો. " —સાંભળ૦
" મ્હેર કરી મારા પર દાતા આ સમે; "
" દોરી ખેંચી લેને જગના રાય જો, "
" અવની પતિ અબળાની અર્જ સ્વિકારજે; "
" નમું નમું હું નેહે તારે પાય જો. " —સાંભળ૦
" દુઃખ દુઃખના દરિયાથી મુજને કા'ડજે; "
" જગ દાતા હું માનું તારો પાડજો, "
" દીન અબળાને દુઃખથી તું ઉગારજે; "
" વાળ્યો છે આ દુઃખનો મોટો ઘાણજો. " —સાંભળ૦

અરે બ્હેન! એ મારા બૃઢા પતિનું અગણિત દુઃખ તારી પાસે ગણવાને હું શકિતવાન નથી, તે કહેતાં મારાં રૂવાં ઉભાં થઈ કાયા કંપવા લાગેછે. અહો સર્વ શકિત્તમાન સૃષ્ટિપતી! હું આ મારૂં ગુપ્ત દુઃખ સહન કરી શકતી નથી. માટે તું મને દયા કરી આ દુઃખથી છોડાવ, જેથી મને પ્રાણ ઘાતનું પ્રાશ્ચિત લાગે નહીં.

સોરઠા.

નથી ખમાતું નાથ, અંતરનું દુઃખ દોહલું;
દાઝું દિલડા સાથ, આ દુઃખથી મરવું ભલું.
વાર કરો કિરતાર, વિનતાની વેગે ચડી;
મળે છુટ્ટો ભરથાર, પીડા પામું છું ઘણી.
પીડે અપરંપાર, દુઃખ દાવાનલ દોહલું;
વિખ લાગે સંસાર, જીવ્યાથી મરવું ભલું.

ચતુરપ્રભા.—અરે મારી વ્હાલી સખી! આ તારૂં દુઃખ સુણી મારૂં દિલ શોક સાગરમાં ડુબી ગયું છે. આ તારા ક્રૂર પિતાના લોભથી તારી કાયાને મહા કષ્ટ સહેવું પડે છે; પરંતુ લાચાર આપણ નિર્બળ નારીનો શો ઇલાજ? જે આપે તે ભોગવવું, તેનો વિલાપ ના કર જે થયું તે મટવાનું નથી, હવેતો સુખે દુખે સંસાર પુરો કરવો.

રૂપવંતી.—હું વિલાપ ન કરૂં ત્યારે શું કરૂં? મારા નિર્દય પિતાએ પોતાના સાર્થકને વાસ્તે મારૂં અંતર છેદી ઘાયલ કીધી, એ કાળજાનો કારી ઘા' શી રીતે રૂઝાય? આ સંસારમાં અમજા સ્ત્રીઓને ખરૂં સુખ પતિનું છે, એ જ્યા-

રે સારો ન મળે ત્યારે તો જન્મારો એળેજ ગયો;પછી જોઇએ તો જીવે, ને જોઈએ તો મરે, આ સંસારમાં બીજાં ઘણાં દુઃખો આવે છે, પણ હું તેને પતિના દુઃખ જેવાં દુઃખદાયક ગણતી નથી.જો પ્રથમ પતિનું પુરૂં સુખ હોય, તો તે જોઇ બીજાં સર્વ દુઃખો વિસાર, પડે છે; પણ જ્યારે પતિ નાદાન મળ્યો ત્યારે પછી શું બાકી, એથી સર્વ દુઃખની સીમા આવી રહી અને જીન્દગી એળે ગઇ, પછી જીવીને શુ કરવું?

સોરઠો.

આ દુઃખ દેખી ઇશ, આવરદા મુજ કાપ તું;
નહિતો ઓ જગદીશ, ઘાત કરીને મરીશ હું.

ચતુરપ્રભા.—અરે બ્હેન,મનુષ્યનો ધર્મ છે કે, ગમે તેવું સંકટ હોય,તો પણ પ્રાણ ઘાત કરવો નહીં; કહેવતછે કે,"પ્રાણઘાતી મહાપાપી"વાસ્તે ઇશ્વરે જે આપ્યું તે ભોગવી લેવું વળી એકકવિ કહે છે કે,"જીવે દુખીઓ દેહ,વેદના કોઇ દિન વામે," તો તું વિદ્વાન વિનતા અજ્ઞાન સ્ત્રી પેઠે ઘાત કરવાને શું લવે છે, ઇશ્વર સારૂ કરશે. !!

રૂપવંતી.—હવે હું એ વેદના ક્યાં વામવાની? મારી વેદના

મારી સાથેજ બળવાની, ઇશ્વર શું સારૂં કરશે. ! મને બીજાં હજારો દુઃખ હોત, તો તેથી કોઇ દિવસ સુખ થવાની આશા હતી, પણ આ દુઃખ દૂર કરવા કોઇ-નો ઇલાજ નથી. પિતાએ મને પીડા દાન દીધું એ-માં ઇશ્વર શું કરે, અને હું શું સુખ ભાળવાની; શું મારો પતિ યુવાન થવાનો? નાના, હવે હું કદી સુખ ભાળ-વાનીજ નહીં.—

રાગ વેલાવર.

( વનચર વીરા વધામણી—એ રાહ )

સૈયર સુખ શું ભાળવું, પડિહું દુઃખની મોઝાર;
તાતે નાખી દુઃખ કુંપમાં, કેમ નીસરૂં બ્હાર.—સૈયર૦
પાપી જાયે નહીં જીવડો, પ્રાણ વળગ્યોછે સાથ;
ખેંચી તેને તો લેતા નથી, કોપ્યાછે જગ નાથ.—સૈયર૦
આ જગમાં નહીં દેખવું, કોદિ સંસાર સૂખ;
ચારે ગમે સળગી ગયું, દેખું દુઃખ દુઃખ દુઃખ.—સૈયર૦
બૂઢોરે' બાળ બને નહી, +થયો છે સંસાર ધૂળ;
જીવડો હેસ્સની જાતો નથી, પુરાં પાપનાં મૂળ.—સૈયર૦

---

+ ચયો.

જનમ ધરૂં જયાંહિ હું ફરી, ભાળું ત્યાં કદી સુખ;
એવી આશા મન માહરે, અહીંયાંતો દૂઃખ દૂઃખ—સૈયર ૭

**લલિત છંદ.**

અરર ઓ પ્રભૂ, હાય હાયરે, નફટ પ્રાણ આ, કાં ન જાયરે;
અવદિશા વિભૂ, આવિ શું કરી, પુરવ પાપમેં, શ્યાં કર્યાંહરિ.
અરર વેરિઓ, તાત*માહરા, દિલ દયા નહીં, રાખી તેં જરા;
પતિ મને બુઢો, સોંપતાં અરે, દિલ નહીં કર્યો, તેં વિચારરે.
અરથ નીજનો, સાધિ દૂર થ્યો, અરર તાત તું, શત્રુ થૈરહયો;
દિકરિ દુઃખણી, તેં કીધી ઘણી, ઉપરી નૈં દયા, ઉર એતણી.
અબળ બાળકી, દીન હું અરે, પરમ દુઃખણી, છૌ હરે હરે;
કમળ કાયઆ, ખાખ થાયરે, પતિ તણી પીડા, ના ખમાયરે.
કુંમળિ હું કળી, જાણી છું બળી, સુઘડ નાર હું, ગૈ દુખેગળી;
અરર તાત તેં, ના વિચાર્યુંરે, અરથ નીજનો, સાધતાં ખરે.
વસુ વિશેષની, લાલચે કરી, વર કજોડને, દીધી દીકરી;
ઉર વિચારતેં, નૈં કર્યો જરી, પરમ દુખમાં, નાખી થૈ અરી.
સહન આ કરૂં, દુખ દોહલું, મરણ તેથી તો, છે મને ભલું;
અરર ઇશ્વરા, [1]બૈરિભાવમાં, મરણ માગુ હું, તું ન આપકાં.

---

*મહારા. ૧ બહુ

નફટ જીવડા, જલ્દિ બાર જા, તન તજી હવે, પ્રાણ દૂર થા;
નથિ ખમાતી મેં,નાથની પિડા, તનથિ દૂર જા,જલ્દિ જીવડા.

આ ગારા પીડાતા પ્રાણ, હવે હું આ દુ:ખ સહન કરી શકતી નથી, તેથી તું મારૂં દુ:ખમય ખોળિયું તજી દૂર થા.

અરે સર્વ સમર્થ પરમ પ્રભુ! તું પરમ કૃપાળુ છતાં અબળા નારીને કૃર પિતા આવા કષ્ટ સમુદ્રમાં ઝીકી દેછે તે સમે તું કૃપાદ્રષ્ટી કેમ કરતો નથી, શું? અબળા વનિતાનો વિલાપ તારે કાને સંભળાયો નથી, કે હજુ કન્યા વેચનારાઓનો પાપનો ઘડો ભરાયો નથી?

અરે પાપી પૈસા! મ્હારા પિતાને ભુલાવનાર તુંજ છે. અરે જ્ઞાતી શેઠીયા! જ્ઞાતી ભાઇયોને લક્ષ્મિના લાલચુ કરનાર તમે છો; વાસ્તે મારા પ્રાણ પ્રાશ્ચિતનો પોટલો તમને આપુંછું; લ્યો અબળાનો ભોગ. તેમ કહી પોતાની જીભ કરડી મૂર્છાભર જમીન દોસ્ત થૈ ડચકાં ખાતી મરણ પાસે છે, અને તે પડેલા મુડદાને હલાવતી હસાવતી પાસે બેઠેલી સહિયર ચતુરપ્રભા બોલે છે:—

દોહરો.

માત પીતા શત્રૂ બની, લક્ષ્મિ લેવા ન્હાય;

બુઢ્ઢાને દે બાળકી અંત્યે આ ફળ થાય.

એમ કહી સગા સ્નેહિયોને ખબર આપી પડેલા મુડદાન સ્મશાનમાં લઇ જઇ અગ્નિદાહ આપે છે, ત્યાં ભેગા થએલા આર્યો પ્રત્યે ચતુર પ્રભા કહેછે:—

લલિત છંદ

અરરર આર્ય ઓ,શ્રેષ્ઠ જાતમાં,વણિક બ્રાહ્મણો,ઊંચ જ્ઞાતના;
નિજ તણા ગયા, ધર્મ વીસરી,તન પવિત્રતા, રાખિનૈં જરી.
ધરમ પોથીઓ,થોથીઓ કરી, દિકરી વેચતાં,નૈં ડરો જરી;
નિજ પુત્રીયો, જન્મતાં તમો, મુલ વધારીને, વેચવા ભમો.
અધિક રાખતાં, ભાવ*આકરો, વસુ વિશેષલૈ, પેટીઓ ભરો;
દિકરી જન્મતાં રાજી બૌ થતાં,ભુખડિ ભાંગવી એ વરાવતાં.
ગરથવાન થૈ, મોજ મારવા, દીકરી વેચવી, કામસારવા;
વણ રજે સદા,રાખવા ખિસા[1],દિકરી રૂપ એ,હુંડીની ઇચ્છા.
વસુ વિશેષ લૈ, પેટિએ ભરો, પ્રભુ ન રીઝશે,એ થકી નરો;
શિદ બનો તમે, શત્રુબાળના, જગત તાતની, છે ખરે મના.
ઇશ તણા અરે, શું કરો ગુના, ગરથ નૈ રહે, થૈજશે ફના;
દિકરી વિત્ત તે, માંસ ×મધ્યરે',અરર એ તજો,યાર સધ્યરે.
વિત્ત [2]ગલે ભરી,દેવિ દીકરી, વધ કરી જમો,એ બરાબરી;

*આકરો=મોંઘો. ૧ ખિસા=દોલતથી તર થવું તે, ૨ ગલે=પેટીએ. × મદ્ય=સમ, જેવું.

અરર ચાલ એ, કાંન ભૂજવો,વરણ ઊંચના,આર્ય ઓ તમો.
વિત્ત લીચે અરે,વેચી બાળકી, નફટ લોક તે, કૂર ઘાતકી;
અધમ એ તણા, શ્યામ મૂખડાં, નવ જુવોતમો,આર્યઓભલા.
સજ બનો ગુણી, શૂરવીર સૌ,બુઝવવા બુરો, ચાલ આ બહુ;
અટકશે ખરે, કૂર કામ તે, નવ થશે પછી, ઘાત આમરે.
**( સ્મશાનમાં આવેલા સર્વ માણસો પોતાને મુકામે જાયછે. )**

---

## દોહરા.

પુત્રી વિત્ત લેવા થકી,દેખી દુઃખ મોજાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આવાર.
પુત્રી વિત્ત લેવા થકી, હાની ગણી હજાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.
હાય હાયરે, હાય નેં, કન્યાનો વેપાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.
ભરતખંડ પાપે ભર્યો, અબળા રડે અપાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.
ઘણા કરી કંગાળ થ્યા, કન્યાનો વેપાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.

મુરખ લે લે માનની, માંડયાથી વેપાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.
સજ્જન જ્ઞાની ચતુર નર, વાંઢા ફરે હજાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.
અભાણ બુઢાને મુર્ખનર, દામે પામે નાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.
અબળાના દુઃખ દેખીને, આપોકંઇ આધાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.
જ્ઞાતિ ચાલ કુચાળ આ, કાઢો કરી વિચાર.
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.
દિન દિન અમૃતલાલ એ, દાખે વારંવાર;
કન્યાનું વિક્રય હવે, અટકાવો આ વાર.



દોહરો—પતિ જોઈ બુઢ્ઢા તણી, ઉપન્યો અંગ વિચાર;
પ્રગટ કરી તે પ્રીતથી, છાપી પાડ્યો બ્હાર.

દોહરો—પીંગળપર ધરી પ્યાર મેં, અલ્પ કર્યો અભ્યાસ;
કીંચિત હું કવિતા રચું, સહુ કવિ જનનો દાસ.

## दोहरा.

बुढाने दई बाळकी, दोडे लेवा दाम;
ते बतलावाने रच्युं, लघु पुस्तक आ ठाम.
वर बुढो मळवां थकी, केवां थाए काम;
ते बतळावाने रच्युं, लघु पुस्तक आ ठाम.
पति पीडाए प्रेमदा, करे घात कुरबान;
ते बतलावाने रच्युं, लघु पुस्तक आ ठाम.
केवां फळ दे कष्टनां, कन्या विक्रय काम;
ते बतलावाने रच्युं, लघु पुस्तक आ ठाम.
जोतां वर घरडो जनो, याद करे आहाल;
यथामती ते कारणे, रचियुं अमृतलाल.

દોહરો—યથા મતી મેં મેળવી, કર્યું ઊભું કવિરાય;
હોય ક્ષમા દિન દાસના, કરજો મુજ સદાય.

દોહરો—સજ્જન જોજે સારને, વાંચી વાત તમામ;
ખળ જન જોજે દોષને, નીંદા કરવા કામ.



# આ પુસ્તકના અગાઉથી થએલા ગ્રાહકોના નામ.

## સિહોર.

| પ્રત | નામ |
|---|---|
| ૨૫ | મગનલાલ વિ. અંબાશંકર દવે. (વેચવા.) |
| ૧૦ | મયાશંકર ઝુંઝાભાઈ કંપો ળ નીતિવર્ધકના માલિક. |
| ૪ | વોરા. પરમાનંદ વીઠલ. |
| ૩ | પ્રાણજીવન રામજી. |
| ૧ | ત્ર. કાળીદાસ અજરામર. |
| ૧ | વકીલ. પરભુદાસ. |
| ૧ | પટેલ. માધવજી લાલજી. |
| ૧ | છગનલાલ ત્રીકમજી. |
| ૧ | મેતા. ભકતીદાસ ધારશી. |
| ૧ | દોશી. મગનલાલ હેમરાજ. |
| ૧ | શેઠ. જમનાદાસ મહાવજી. |
| ૧ | મેહતા. હીરાચંદ ત્રીકમજી. |
| ૧ | શા. લક્ષ્મીચંદ મહેરાજ. |
| ૧ | ત્રવાડી. ત્રીકમજી ધનજી. |
| ૧ | હરજીવન મહેરાજ. |
| ૧ | સલો. ફુલચંદ વશરામ. |
| ૧ | મહેતા. મગનલાલ રવજી. ઉમેદવાર. |
| ૧ | ભટ. દુલભરામ રણછોડજી. |
| ૧ | મુની. નંદલાલ નારણજી. |
| ૧ | કુબેરદાસ માધવજી. |

| પ્રત. | નામ. |
|---|---|
| ૧ | કાર. માણકચંદ ઠીકાભાઈ. |
| ૧ | દવે. જાદુરાલાલ ગીગા. |
| ૧ | ભ. છોટમલાલ ભવાનીશંકર. |
| ૧ | શેઠ. જીવરાજ મોનાજી |
| ૧ | વલ્લભદાસ દામોદર. |
| ૧ | ભટ. મણીશંકર રામજી. |
| ૧ | મે. બાળકૃશન ખુશાલદાસ. |
| ૧ | મેમણ. વલી કાશમ. |
| ૧ | પારેખ. ગોપાળજી મુળજી. |
| ૧ | નારણદાસ માધવજી. શેઠ (હાલ મુંબાઈ) |
| ૧ | ભગવાનલાલ વિ. નારણજી ભટ. |
| ૧ | મેમ. તાલગ અમીભાઈ. |
| ૧ | મેતા. મગનલાલ ભીમજી. |
| ૧ | મેમ. અબદલ અમીભાઈ. |
| ૧ | શા. મહેરાજ જેચંદ. |
| ૧ | ભટ. હરગોવિંદ જેશંકર. |
| ૧ | ભ. કલ્યાણજી ગોપાળજી. |
| ૧ | નથુરામ રણછોડજી. |
| ૧ | હનુ સરદાર. |
| ૧ | સોની. લાલા ગોવંદજી. |
| ૧ | રા. ભાઈશંકર લક્ષ્મીરામ. |

૧ મણીઆર નરશી વિ. લલુ.
૧ ભટ. મુળશંકર ઘેલાભાઇ-
૧ મે. કરશનદાસ પરભુદાસ.
૧ ભટ. ત્રીભોવન નારણજી.
૧ કં. વલભદાસ વીઠલદાસ.
૧ કુંસા. બાળકૃશન ગોરધન.
૧ કુંસા. ઓધવજી કાળા.
૧ ભટ. જીવણરામ મહાદેવ.
૧ પા. જગજીવન શામજી.
૧ રાજગો. જેઠાલાલ પ્રાગજી.
૧ ભ. ગવરીશંકર ભાઇશંકર.
૧ લક્ષ્મીશંકર ત્રીભોવનદાસ.
૧ પટેલ. વનમાળી તુલશી.
૧ જોશી. અંબાશંકર બાપુ.
૧ રાજગો. મગન કાશીરામ.
૧ ખત્રી. માધવજી મનજી.
૧ પારેખ.ન્યાલચંદ હરજીવન.
૧ મહેતા. પરભુ ત્રીકમજી.
૧ ભુતા. ત્રીભોવન ગોપાળજી.
૧ સંઘવી. છબીલ ગીરધર.

**લીંબડી.**

૫ પરી. ઓઘડ કુંવરજી રા.
આ. પે. કારકુન.
૨ દેવનંદ. રતનજી. કં૦ કા૦
૨ પરી.ભગવનલાલ તુળશીદા-
સ ફ૦ દુકાનદાર.
૨ ગાંધી. છગનલાલ સંવજી.
બુકસેલર.
૨ દોઢ માણેકચંદ ઘેલા.
૧ વ્રજલાલ કુંવરજી ઉમેદવાર.
૧ દવે રેવાશંકર કાશીરામ.
૧ ખવાસ ગતુ ગોવીંદ હજુરી.
૧ આચાર્ય મોહન પ્રાણજીવન
ન. પે. આ.
૧ ભટ અંબાશંકર પ્રાણજીવન
૧ દવે ગંગારામ હરજીવન.
૧ પટેલ ખીમજી અણદજી.
૧ માળી પરભુ જીવા.
૧ ત્રવાડી પ્રભાશંકર ખોડીદાસ
૧ ત્રવાડી મુળજી રણછોડ
વેપારી.
૧ શુકલ રેવાશંકર દેવનાથ.
૧ સંઘવી છગન માનસંગ
૧ શા. ત્રીભોવન ઘેલા.
૧ શા. ઉજમશી દેવસી.
૧ શા.લખમીચંદ મનસુખ.
૧ સંઘવી ગુલાબસંઘ જસરાજ.
૧ રામજી નારણ ટેલર.
૧ જીવા મોતી ટેલર.
૧ હરી જેઠા ટેલર.
૧ મગનલાલ બાવ ભાઈ.
૧ વલભરામ રણછોડ દવે
૧ રા. મણીલાલ વિશ્વનાથ.

**પાળીયાદ.**

૫ ભુરા પદમશી.
૧ દવે ઓઘડ ડોસા.

૧ સીવશંકર મોરારજી.
૧ રા. વિદ્યારામ રામજી.
૧ જગજીવન પુરસોતમ.
૧ મણીશંકર જગનનાથ
૧ માપણી ઓધડ કસળચંદ
૧ છગનલાલ હરીચંદ.
૧ નારણજી નાનચંદ.
૧ તુળસી લવજી.
૧ સંતોકરામ જુગલદાસ.
૧ દરબાર દાના જીવા.
૧ તુળશી મોરાર.
૧ ખીમચંદ લવજી.
૧ વીરજી કાળીદાસ.

લીલીયા.

૨ હરજીવન ડાયા દીવાની કોર્ટ ના વકીલ.
૨ કાળીદાસ રેતનશી
૨ નુરભાઈ હાલાભાઈ
૧ પટેલ જાદવજી લી.ફોજદાર
૧ વોરા જમનાદાસ હરજીવન
૧ ભગવાન કડવા
૧ પારેખ લખમીચદ જીવા
૧ ખોજા અભરામ નાનજી
૧ ખોજા રતનશી નાનજી
૧ ખોજા રૂપશી હરજી.
૧ ખોજા દામા માધવજી.
૧ ભટ જટાશંકર નાનજી

બોટાદ.

૧૫ મણીયાર છગનલાલ આણંદજી ઈ૦ માર્ફતીયા.

ભાવનગર.

૨ મણીયાર લલું વિ. આણંદજી.
૧ શા. ડાહ્યાલાલ આતમારામ.
૧ ભાવસાર નથુ ભુરાભાઈ
૧ પારેખ જમનાદાસ કુબેરદાસ
૧ વીપ્ર ગીરધર શીવશંકર
૧ મેતા અમરતલાલ ચતુરભુજ
૧ પટેલ દુલભજી હરજી

સોનગઢ.

૧ અમરજી માધવજી ઈં૦ માસ્તર.
૧ હરીચંદ અમીચંદ આસીસ્ટં.
૧ મોરી વીઠલ હરજી
૧ સુખડીયા મગન બેચર
૧ કરવત હરજીવન દયાળ
૧ આણંદજી લખમીચંદ.
૧ ભાઈશંકર વેલજી

ધોળા.

૩ મેમણ અમી જમાલ
૩ ભટ ગવરીશંકર કાળીદાસ
૧ મેમણ મામદ બાવા.

વાંકાનેર

૧ શુકલ નથુરામ શુંદરજી

૧ સંઘવી હરખચંદ શામચંદ
૧ સંઘવી મગનલાલ શીવલાલ

ભોજપરૂં.

૧ ખોજા હસન મુળજી
૧ શા. વાલીભાઈ ગોરધન
૧ મેતા ભગવનજી સુંદરજી

રાજકોટ.

૨ કડીઆ વીરજી લાધા

ઉમરાળા.

૨ મેતા નંદલાલ વી. પરમાનંદ

વાવડી.

૧ મેમણ કરીમ નથુ.

# જાહેર ખબર.

જે સજ્જનોને "વૃદ્ધપતિ વેદનાનું" પુસ્તક જોઇએ તેઓને સિહોરમાં કપોળની ધર્મશાળા પાસે મારા ઘર આગળ રોકડી કીંમતે મળશે, અગર કપોળનીતિ વર્ધકના માલેક મયાશંકર ઝુંઝાભાઇ આગળથીપણ રોકડી કીંમતે મળશે. પરગામથી મંગાવનારને ટપાલ ખરચનો અર્ધા આનો વધારે પડશે. સામટી પ્રતો ખરીદ કરનારને કીફાયતથી આપવામાં આવશે.

કરજદુઃખ દર્પણ—એ નામનું કરૂણારસથી ભરેલું પુસ્તક થોડા માસમાં તૈયાર કરી બહાર પાડવાનું છે. તે પુસ્તકનો ઉપલક સાર કપોળનીતિ વર્ધક નામના ચોપાનિયામાં આ નવા વર્ષથી પૃથક્ પૃથક દાખલ કરી સજ્જનોને જણાવવામાં આવશે. જેઓ મહેરબાનોને એ પુસ્તકના ગ્રાહક થવાની ઇચ્છા હોય તેઓએ નીચે સહી કરનારને લખવું. નોટપેડ કાગળ લેવામાં આવશે નહીં.

આ પુસ્તકની કીંમત અને વધારે હકીકત તૈયાર થયાબાદ હેન્ડબીલથી જાહેર કરવામાં આવશે.

તાબેદાર સેવક.

અમૃતલાલ વિ૦ વલ્લભદાસ ગાંધી "સિહોર"